# કઊરવ પાંડવનો સલોખો

સરવે ભાઈઓના ઉપયોગ સારૂ

દોહરો.

ઇડર ગઢ     શો. વાસછે ભરમપુરી ગામ;
ઔદીચ સહસ્ત્ર વિપ્ર ત્યાં, તોછે આનંદરામ.

છાપી પ્રસિદ્ધ કરનાર

આ૦ ચ૦ ઠાકર.

મુંબઈ

"પારસી પ્રીન્ટીંગ પ્રેસ"

સંવત ૧૯૪૩

કિંમત બે આના.

સામટા લેનારને કમીશનથી મળશે.

## શ્રીગણેશાયેનમઃ



દુંદાળો દુઃખ ભંજનો,
સદાય બાળે વેશ;
પ્રથમ પેહેલો સમરીએ,
ગવરી પુત્ર ગણેશ.

આ ગ્રંથ સને ૧૮૬૭ ના ૨૫ મા આકટ પ્રમાણે

સરકારમાં હકક નોંધાવી રેજીષ્ટર કરાવ્યોછે.

માટે પ્રસિદ્ધ કર્તાની પરવાનગી સિવાય

કોઇએ પણ આ ગ્રંથ છાપવો

અથવા છપાવવો નહીં.

# સૂચના.

## ભાઈઓ જરૂર વાંચી જુઓ.

સરવે ભાઇઓને હુ નમનતાઇ પુર્વક જાહેર કરૂં છું કે, **" કઊરવ પાંડવના સલોખા "** વિષે સરવે ભાઇ-ઓને ઘણી તરેહની હરકતો પડતી હતી, અને કેટલેક ઠેકાણે તો મુદલ બોલતાજ નહીં હતા, અને કેટલેક ઠેકાણે બોલે તો ઘણુંજ અશુદ્ધ બોલતા હતા, એવું મેં મારી નજરે જોયેલું વાસ્તે ફકત એક નજીવી કિંમતમાં રત્ન જેવો અને કિંમતી વખતે કામ આવે એવો આ ગ્રંથ છપાવી પ્રસિદ્ધ કર્યો છે. કેમકે સલોખા તો ઘણી જાતના છે, તેવા સલોખાતો રજપુત, કુણબી; તથા તેવીજ બીજી હલકી વરણમાં બોલાયછે પણ શ્રેષ્ટ જાતમાં તો ફકત **" કઊરવ પાંડવનો સલોખો "** બોલાયછે તેમજ દીન પર દીન આએ સલોખાનું માહાત્મય વધતું જાયછે, અને બીજા મોટા મોટા ગામોમાં પણ તેનો વધારો થાયછે. વળી કેટલેક ઠેકાણે હરકતો પડતી, ખરી વખતે એક બીજાની ઓશિઆળી રાખવી પડતી, માટે કેટલાક ભાઇઓની ખાશ ફરમાશથી આ ગ્રંથ

મેં મારી અલ્પ બુદ્ધિથી શુદ્ધ કરી અને આપાણી ઔદીચ સ હસ્ત્ર ન્યાતને તથા સરવે ભાઇબંધો ને અર્પણ કરૂં છું. માટે ભાઇઓ મેહેરબાની કરી સૌથી બનતો આશરો આપશો એ વી આશા રાખું છઉં.

લા૦ સૌનું ભલું ઇચ્છનાર

આ એ ચોપડી મુંબઇ બાહાર કોટ ભુલેશ્વર આગળ ફુલ ગલીમાં મોદીની ધર્મશાળામાં બીજે માળે હમારે ત્યાંહાં થી મળશે.

**ઠાકર આનંદરામ ચત્રભુજ** ભરમપુરી વાળા.

શાંવત ૧૯૪૩ ના કાર્તીક શુદ ૧૪ બુધવાર.



શ્રી

# કઊરવ પાંડવનો સલોખો.

સરસ્વત સ્વામી કરૂ રે પ્રણામ
આપો અક્ષર મા મુરખ અજાણ
હીંગળાજ હરસિદ્ધા બહુચરા બાળી
અંબા તુળજા પાવાગઢ કાળી
એકલંક ઊટડીઆ આશરો તારો
કુબેર કળનાથ કળીજુગને વારો
દેશ દુનીયામાં બ્રાહ્મણને અદકુ
ભણવુ મુકીને અસુરી બકવુ
કઉરવ પાંડવનો કહું શલોખો
એક મંન તે સાંભળજો લોકો
કઉરવ પાંડવ તે હસ્તીનાપુર ધણી
પાંડવોને ભકિત ભગવાંનની ઘણી
પાંડવોને ઘેર ક્રષ્ણ પધારયા
બીજ શેલડી ખાવાને લાવ્યા

શેલડી છોલંતા આંગળી કપાંણી
પાસે બેઠાં છે દ્રૌપદી રાણી
ચીર ફાડીને બાંધીઆ પાટા
સભામાં કરે દુરીઓધન વાતો
પાંડવોને ઘેરે ભરવાડી આવ્યો
સાથે ગોવાળીઆ બે ચારેક લાવ્યો
તે દેખી પાંડવ ઘેલા જ થાય
તેનાં તે પ્રાક્રમ શાંશાં કેહેવરાય
મામો મારયોને પુતના મારી
અડધી રાતે તે ગયો ગોકુળ નાશી
મથુરાં મુકીને દ્વારીકાં વાશી
રાણી રૂક્ષમણી લઇ ગયાં નાશી
આવોને આપણ મળવાને જઇએ
કાલે નોતરૂ જમવાનુ કહીએ
પાંડવોને ઘેરે દુરીયોધન આવ્યો

કચેરી આગળ કાચ ઢળાવ્યો
ઢળાવ્યો કાચ જાણ્યુ જે પાણી
લુગડાં લીધાં ઉફરાં તાણી
સામાં બેઠાં છે દ્રૌપદી રાણી
નજરે જોઇને બોલીઆં વાણી
આંધેના આંધે દ્રૌપદી કહેછે
કાચ પાણીનુ પારખુ નહી લેછે
દ્રૌપદીનાં વચન સાંભળીઆં વીરે
મનમાં તેને નવ રહી ધીરે
ન ગયો આઘો ને વળીઓ પાછો
ભોલે ભાવે તે નીવડીઓ કાચો
કાઢુ કટારી મારીને મરૂં
દ્રૌપદીએ મારૂં માન્ય ઉતારૂ
ચડાવે બાંહ્ય દંતજે ધરડ
ચડાવે રીસ મુછ જે મરડ

આતે હાજડીઓ ક્યારે ઓલાશે
જ્યારે પાંડવ વનમાં જાશે
કૌવરવે મલીને કરેરે વીચાર
બાંધો તરવારો આરજુનની હાર
એમ વીચારી આવીઆ તાંહાં
પાંચ પાંડવ બેઠાછે જાંહાં
આવી કરીને દુર્યોધન કહેછે
તેના મનમાં તે કપટ રેહેછે
તમો એકલા આપણે શો આંટો
તમો કાં રાખો હઈડામાં આંટો
માસીઆઈ પીતરાઈ આપણ એક
લડીએ જુબીએ બાપનું પેટ
આવોને આપણ શોગટેડ રમીએ
હારયા જીતાની પરઠણો કરીએ
રાજ હારો તો ઘરનીરે નારી

એવી વાતો તે કૌરવે ઉચારી
બોલો યુધીષ્ટર રમવાને બેઠા
પાંડવોની સાથે નહોતા કોઈ કક્કા
અવળાના સવળા શાવળાનાં અવળા
પાંડવોના દીવસ આવ્યા છે નબળા
ક્રુષ્ણ અરજુનને આગળની પ્રીતી
રામના માંહી નહીં કોઈ શાથી
પાગ પથરની પાણીમાં બાંધી
ક્રુષ્ણ અરજુનથી પ્રીતી ન સાંધી
તે રે દહાડાની ક્રુષ્ણને આંટી
આજ થઈ બેઠો દુરીઓધન મોટી
કઉરવ જીત્યા ને પાંડવ હારયા
દેશ નીકાલ કરવાને ધારયા
ચડાવી રીશ દુરીઓધન બોલ્યા
ઉઠાને ભાઈ વેલા ને વેલા

જાઓરે દ્રૌપદીને સભામાં લાવો
આજે આવ્યો છે આપણો દાવો
સભામાં લાવી કરોરે ઉઘાડી
એણીએ મારી ઈજત પાડી
સકુની દુશાશન તેડવા ગયા
રાજ હારીને પાંડવ રહયા
હાથે પકડીને દ્રૌપદી તાણ્યાં
રોતાં રજલતાં સભામાં આણ્યાં
ભીષ્મ દ્રોણને કરણ જે જંન
દીઠાં દ્રૌપદી ને ઉઠયા આશન
દુરીઓધન કહેછે કરોરે ઉઘાડી
એણીએ મારી ઈજત પાડી
એવુ સાંભળી દ્રૌપદી વીચારયુ
હવે તો મરણ નજીક આવ્યુ
ધાએ શાંમળીઆ શોકયના વીર

મારા તણાવે દુરજ્ઞોધન ચીર
દાસી તમારી ઘડીએ ન અળગી
લાજ હમારી તમોને વળગી
દ્રૌપદીની વારે શામળીઓ ધાયા
ચીરની બાંધી ગાંઠડીઓ લાવ્યા
લીલા પીળાને કરમદીઆ કાળા
દક્ષણિ કેસરીઆ રાતા રંગાળા
દરીઆઇ પીતરાઇ મુલતાંણી જાતો
દક્ષણી ચીરોમાં કુંજરની ભાતો
તાંણતાં ખેચંતાં દુશાસન હારયો
આવી ગાંધારી કુવરને વારયો
ગઈ હઇઆની લેલાટ ફુટી
સોએ ભાઇઓની વારજ ઉઠી
દ્રૌપદીને ગાંધારી કરે વીનંતી
ધંન ધંન તુ તો દ્રૌપદી સતી

વારે વારે શું કહું રે મુખેથી
તારા શરીખી કુળમાં નથી
આવોને વહુજી ઘરમાં પધારો
જુનાં ઉતારી નવાં તે પેહેરો
ઉતરયા વાગા તે હમારે કોણ પેહેરે
મોકલાવો સો સો ભાઈઓને ઘેર
પેહેરે ઓઢેને કરેરે કલોલ
દ્રોપદીને પુરે શ્રી રણછોડ
ફરી દુરીઓધન વાંણી ઓચરીઆ
અતી અહંકારી ગરવે તે ભરીઆ
જાવોરે પાંડવોને અહીઆંથી કહાડો
શેહેરમાં ન રહે આજુનો દહાડો
પાંડવોને ઘેર ચોકીયો મુકાંણી
ભીડયાં તાળાંને દરબારે કુચી
હસ્તીનાપુરથી પાંડવો ચાલ્યા

આગળ જઈ બેઠા વડની છાયા
હરે પ્રભુજી કેમ રહેશે ધરમ
વંન ભોગવવું અરજુનને કરમ
દ્રોપદી કહેછે કાં બોલો આમ
વંન ભોગવીચું લક્ષ્મણને રામ
સતી સીતાને મહા દુઃખ પડીચું
ધીરજ રાખી સરવે તે સહીચું
રાજા નળને દમયંતી રાણી
અરધે વસ્ત્રે તે વંનમાં ન પાણી
તારામતિ ને હરિશ્ચંદ્ર રાણા
રોહીદાસ કુવર કાશીએ વેચાણા
મોટા લોકોને હોય કશાલા
ઉઠયા પાંડવ વંનમાં ચાલ્યા
જળનું આશ્રમ જોઈને રહીયા
તીહાં પછવાડે કઉરવ પડીઆ

ત્રીજે પહોરે તે રૂષી મોકલીયા
આવ્યા રૂષી તે પાંડવને મળીઆ
પાત્ર પખાળી પાડીયું ઉંધુ
દ્રોપદી કહેછે હવે શું રાંધું
ભુખ્યા રૂષીને ચડીયો કાળ
બળતામાંહી તે હવે શું બાળ
જાઆરે રૂષીજી મધ્યાનો કરવા
રસોઇ કરૂં છું તમારે જમવા
અક્ષય પાત્ર તે આપેરૂ તાણો
ફેરવીને જુઓ ચોંટયો છે દાણો
ભાજીનું પાત્રુ શામળીએ ચોંટાડયું
રૂષીઓનું માણસ બેઠું જમાડયું
તરપ્યા રૂષી ને થયા રળીયાત
જમીને ઉઠયા તે ભલી ભાત
આશીસ દેઈને રૂષી પરવરીયા

કઉરવે અમને કપટે મોકલીયા
ત્યાંથી પાંડવ આગળ જે ચાલ્યા
દેશો દેશમાં ફરે મંન માલ્યા
પાંચે પાંડવ ને છઠાં દ્રૌપદી
કઉરવથી છાનાં ફરે વીગતેથી
બાર વરસ તે વંન ભોગવીચું
તેરમુ વરશ અધુરૂ રહયું
રેહેવું છાનું ને ન જાણે કોઇ
એવો વિચાર કરયો મંનમાંહી
સરવે મળીને કરયો વિચાર
કીયા દેશમાં જવું નિરધાર
ચાલોને આપણ વઈરાટ જઈએ
જુજવાં સ્વરૂપ લઈને રહીએ
સમરી ઉપર મુકયાં હથીયાર
તક્ષક નાગ મુકયો રખવાળ

યુધીષ્ટેરે લીધી વીપ્રની કાય
મુખે ગુણ ગોવિંદના ગાય
જઇ વઈરાટને આશીસ દે છે
સામા સામી તે ભેટજ લે છે
કહોને ભટજી કયાંથીરે આવ્યા
પત્ર સમાચાર કોના તે લાવ્યા
વળતા યુધીષ્ટર જવાબ દે છે
પુછે તેનો તે ઉતર કહે છે
હુતા પાંડવોની પાસે તે રહેતા
વેદ પુરાણની વારતા કહેતા
લાવ્ય ને પુત્રી તારી ભણાવું
કંક રૂષી તે હુંય કેહેવડાવું
અરજુને લીધું વ્યંડલનું રૂપ
નર નારીનું લીધુ સ્વરૂપ
સિંદુરનું ટીલું છુટા છે કેશ

પવાઈ તણો લીધો છે વેશ
હાથમાં ત્રીશુળ ડાકલું વાગે
બહુચર માનાં ગીત ગાવે
સભામાં આવ્યા સહદેવ જોશી
બગલમાં પોથી ટીપણું ખોશી
નવે ગ્રહોના વરતારા વરતું
પાંડવોનું મારે વરશાન હતું
નીકુળ આવ્યા છે ચાબુક અસવાર
જઈ વઈરાટને કરયો જુહાર
આવોને ભાઈ તમો ક્યાં રહો
તમારૂં નામ હમોને કહો
હું રે પાંડવોના અશ્વ ખેલંતો
વાંકા તોરીને પાધરા કરતો
અશ્વકળાના ભેદ જે જાણું
એમાં અચંબો શું રે વખાણું

ભીમ આવ્યા છે આટુવો સાહી
કુટે કાયા ને કોણ રે તું ભાઈ
હું રે પાંડવોનું રસોડુ કરતો
પાકની વિદ્યા નહીં વિસરતો
તળ્યાં સુતળ્યાં તરકારી ભાજી
પાંડવોની માજી થતી તે રાજી
દ્રૌપદી રાખતી મારૂં તે માન્ય
વાલુ વોખવાઈ મારૂં છે નામ
રાજ લોકોમાં દ્રૌપદી ગયા
વઈરાટ રાણી બેઠાં તે થયાં
આવોને બાઈ ઘરમાં પધારો
કોણ પુરૂષ કંથ તમારો
હું રે પાંડવોની સૈરંધ્રી દાસી
દ્રૌપદીની હું વેણ ઓળાતી
સરવે બોલો તે સૈરંધ્રી બોટું

પાડવોના ઘરનું માણસ મોટું
એમ કહે છે વઈરાટ રાણી
દ્રૌપદીની આંખે ભરાણું પાણી
એવી રીત રહ્યાં સહુ કોઇ
મંનની વાતો જાણે ન કોઈ
રાજા દુરીઓધન પડીઓ પુઠે
મોકલીયો દુત તેણે ત્યાં નેટે
સભામાંહી તે મુકીયું બીડું
ઉઠયો જેમુત પલવંતુ બીડયું
શીખ માગીને જેમુત જાય
સામી લલાટે છીકજ થાય
ખંભાત માળવા ઉજજન અજમેર
દક્ષિણ ગુજરાત જેપુર જુનેર
જોઈ પ્રથવી ને ન મળ્યા પાંડવ
ઉતરવા માંડયો તેનો ત્યાં ગરવ

ન મળ્યા પાંડવ ને હવે શું કરવું
એક વઈરાટ જોવું તે રહયું
વઈરાટ શેહેરમાં જમુત ગયો
જઈ સભામાં ઉભો તે રહયો
કઈઓ કહે છે કયાંથી તું આવ્યો
આવડાં પુતળાં કયાંથીરે લાવ્યો
તારાં પુતળાં છોડી નંખાવું
સોએ ભાઈઓનો ભાઈ કહેવડાવું
એટલે જમુતે થાપડી કાંધું
ઊંટની કોટે બકરૂ બાંધ્યું
સામા સામી બે લડયા હજુર
ભીડયો કઈયો ને કીધો ચકચુર
હરે પ્રભુજી હવે કેમ થાશે
પુતળાં ભેગુ પુતકુ બંધાશે
જમુત કહે છે મુખેથી વાંણ

મળીયો નહીં ભીમ નીરવાણ
જઈને પુછો ને પક્ષ તમારી
અહીં યાંતો સરવે રહયાં છે હારી
આવ્યો વાસુવો જમુતને દીઠો
આ શું તોફાન લઈને બેઠો
ઘોયોના દર નથી તેં દીઠા
તને ભોરીંગ નથી સાંપડીયા
જઈને પુછો તે કઇયાને વાત
તેણે જોયા છે માહરા હાથ
એમ કહીને દીધી છે ગાળ
તેથી ભીમને ચડીયો કાળ
જઈને જમુતનું બાંવડુ ઝાલ્યું
હવે જીવતો તને નહીં મેલું
ગડદા પાટુ નો કરયો પ્રહાર
ત્યાંહાં જમુતને ભીમ જ મારે

સભાઃ માંહીથી સઉ કોઇ નાઠું
એટલે ભીમે ત્યાં મારી છે પાટુ
જીત્યા ભીમને જમુત ને હારયો
ભુમી ઉપર જમુતને પાડયો
એટલી હસ્તીનાપુર જાણી છે વાત
રાજા દુરીયોધન ઘસે છે હાથ
મંનમાં તેણે ત્યાં કરયો વિચાર
ભીમ વીના તે એને કોણ મારે
ઉઠો સુસરમા સૈન્ય સંભાળો
જઇને વઇરાટનાં ધેન ને લાવો
ઉઠયા સુસરમા દહામુ દીધું
જઇને વઇરાટનું ધેન ને લીધું
વઇરાટ રાજા વારે તે ચડીઆ
સુસરમા સામો તીહાં ગરગડીઆ
ઓત્રા કુવર તે થયો આકળો

રથ વિના તે કેમ જાવું પાળો
દ્રૌપદી કહેછે વ્યંડલને તેડો
લઇ વ્યંડલને રથ ને ખેડો
આવ્યા વ્યંડલને રથ નોતરીઓ
ઓત્રા કુવર વારે તે ચડીઓ
ચડયા અરજુન કેમ તે હારે
સામેની પાસે કઉરવ મારે
દીઠું દળ ને કુવર જ ચળીઓ
પાછે પગે તે કુવર વળીઓ
વીર અરજુન સૂરો કહેવાય
રથ ભેગો તે બાંધીઓ રાય
વીર અરજુન દળમાં પેઠા
આવી હનુમાન ધ્વજાએ બેઠા
કરકડી પ્રથવી ને સરવે કોઇ જાણ્યું
એકલા અરજુને સરવે કોઇ હણ્યું

વીર અરજુન નાંખે છે બાણ
સહુ સાથને કરે છે જાણ
કાંટે ભરાંણી પાઘડીઓ લીધી
ઢીંગલાં ગુથવા ઓત્રાને દીધી
વીર અરજુન સમડીએ જાય
પાંચે ભાઈ ત્યાં એકઠા થાય
સમડી ઉપરથી શસ્ત્ર ઉતારયાં
સર્વત્ર પાછાં અંગે સોહાવ્યાં
સભા ભરીને બેઠાછે ભાઈ
છડીદાર ઉભાછે લાકડીઓ સાહી
કોઈ જાણે બેઠા રાજા ના થઈ
એવી વારતા વઈરાટ ગઈ
કંક રૂપીને વાલુવોખવાસ
નીકુળ સેરંધ્રી ચાબક અવાસ
એ તો પાંડવને હવે શું કરીએ

ચાલોને આપણ જઈને મળીએ
એમ વિચાર્યું વઈરાટ રાય
ચાલીને આવ્યા જ્યાં ધર્મ રાય
ભેટયા પાંડવને ભાવેશું ભરી
અભીમનને આપી ઓત્રા કુવરી
સોનાનો ટકો શ્રીફળ કહેવાય
લઈને રાણી વઈરાટની જાય
વઈરાટ રાણી આવીને અડીઆં
જઈ દ્રોપદીને પાયે તે પડીઆં
કહેતાં સૈરંધ્રી અમે નવ લહ્યાં
તમે અમારી વેવાણ થયાં
પુત્ર પરણાવવા વેહલેરાં વળજો
કુટુંબ મીત્રને સાથે લાવજો
વેદ મુખેથી બ્રાહ્મણ જે ભણે
મોટે ઠેકાણે દીકરી તે પરણે

બ્રાહ્મણનું ભાખ્યું સાચું તે મળીયું
આત્રા કુંવરીનું નશીબ ફળીયું
લઈ કન્યાને પાંડવ પરવરીઆ
જઈ હસ્તીનાપુર વાડીએ ઉતરીઆ
રોપ્યા ડંડ ને મુકી એંધાણી
દુરીઓધને એ વારતા જાણી
રાજા દુરીઓધન ઘસેછે હાથ
હવે પ્રભુજી શી થશે વાત
આવી દુરીઓધન બોલીઓ અદકુ
કરોને લેખુ ઓછુ કે અદકુ
તેણે પાંડવોને મહા દુઃખ દીધુ
તેથી એકે નહી કારજ સીધુ
કુરૂ ક્ષેત્રમાં રચી લડાઈ
સામા ત્યાં ચડીઆ કઉરવ ભાઈ
ભારે યુદ્ધ જ થયું તે વાર

છેવટ થઈ છે કઉરવની હાર
ફુટયો ઘંટ ને ઈંડું ચંપાણું
જોગણી માનું ખપર ભરાણું
ધંન્ય ધંન્ય તું શ્રી રમાનાથ
પાંચે પાંડવને ઉગારયો સાથ
જઈને શામળીએ જોયું ઉઘાડી
ટીંટોડી અચ્યું લીધું ઉગારી
ત્રણ પોહડી ત્યાં રાજ જ કીધું
અતિ પ્રેમથી ચલાવ્યું લીધું
ગોત્ર હત્યાથી હીમાળે ગયા
સંસાર છોડી તે વઈકુંઠે રહ્યા
એવો વિસ્તાર પાંડવને જેહ
ગાયે શીખે ને સાંભળે તેહ
શ્રીકૃષ્ણ પુરે તે મંનના કોડ
બોલજો સરવે શ્રી જે જે રણછોડ

## દોહરો.

સહસ્ત્રોમો કૌરવ અને, પાંડવનો જે આજ;
શુદ્ધ કરી તૈયાર કર્યો, સૌ જનને કાજ.
શંવત ઓગણીસેં અને, ઉપર ત્રેતાળીશ;
સૌ વાંચો હેતે કરી, નહીં રાખતાં રીશ.
માશ કાર્તિકમાં વળી, શુકલ પક્ષ છે સાર;
પ્રોત થકી પુર્ણ થયો, ચૌદસને બુધવાર.
ભૂલ પડી શુધારજો, કોઇ ન દેશો ખોડ;
એક વાર સૌ બોલજો, જે જે શ્રી રણછોડ.
ઇડર ગઢ સોહામણો, વાસછે ભરમપુરી ગાંમ;
ઔદીચ સહસ્ત્ર વિપ્ર ત્યાં, તો છે આનંદરાંમ.



# જાહેર ખબર

## અગત્યની સુચના.

સર્વે ભાઇઓને નમનતાઇ પુર્વક જાહેર કરૂંછું કે. હવે થોડા દિવસમાં ઠાકોર સાહેબ શ્રી સૂરજમલનો સલોખો છપાશે, તેમાં કવિતા રૂપે મહારાજા સાહેબ શ્રી, કેસરીસિંહજીનું પણ બીઆન આપવામાં આવશે અને વળી ગુજરાતના ગામોનાં નામ પણ એક ઘણીજ રસીલી કવિતા રૂપે આપવામાં આવશે. માટે ભાઇઓ આ સલોખામાં નામ લખાયાં નથી માટે કેટલાક ભાઇઓની ખાસ મરજીથી આ સલોખામાં નામ લખાશું, માટે જેને નામ નોંધાવવાની પુર્ણ મરજી હોએ તેમણે અમારા હેંડબીલ મંગાવી તેમાં સઇ કરવી. માટે ભાઇઓ આ તક ચુકી અને નજીવી કિંમતથી હારશો નહીં અને આ કામને પણ પુરતુ ઉતેજન આપશો એવી આશા છે એજ.

આગળથી નામ લખી મોકલનાર પાસેથી રૂ ૦)≈

પાછળથી ખરીદ કરનાર પાસેથી રૂ ૦I

લી૦ આપનો બંધુ

આ૦ચ૦ ઠાકર.